શ્રી

ખેડા જીલ્લા તથા વડોદરા પ્રાંતનો
પ્રખ્યાત બહારવટીયો

# બાબર દેવા.

( દોહરા )

બાબરનું ચારિત્ર આ, વાંચો ધરીને ધ્યાન
કિંમત આનો એક છે સુણશો સઘળું બ્યાન
વાંચીને વીસ્મય થશો કેવા કીધા કામ
લોકો ત્રાસ પમાડીને પ્રસરાવ્યું છે નામ

લેખક—રણછોડભાઇ મોતીભાઇ બ્રહ્મભટ્ટ—વટાવ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ડાહ્યાભાઇ સોમાભાઇ પટેલ
વટાવ વાયા આણંદ

પ્રત ૨૦૦૦ કિંમત ૦—૧—૦ આવૃતિ ૧ લી



શ્રી શારદા વિજય પ્રી. પ્રેસમાં શાહ હરજીવનદાસ અમરસીએ
છાપી અમદાવાદી બજાર—નડીઆદ

શ્રી

# બાબર દેવા.

( રાગ રોહાનો. )

બહુ કીધી બાબર દેવારે, ધાડા પાડી ફરીઆ હેવારે
બીરસદમા રહીને તે કીધું રાવણીયાનુ કામ,

ત્યાર પછી કંઈ કામને વાસ્તે ગયો તું બોરસદ ગામ ટેક
અજાણથી તેં ભાથુ અભડાવ્યું ધારાળાનું ત્યાય,

ઝપાઝપી ત્યા તારે થઈ તું રહ્યો ના બોરસદ માય (૧)
તારા કાકાને પોલીસે તો પકડી લીધો તે વાર,

ચાલાકી ચલાવી ત્યાથી તું જણી ગયો પોબાર. (૨)
તારી પુઠે તો ત્યાર પછીથી વારંટ નીકળ્યું ત્યાય,

પકડી લીધો તને પોલીસે ને પુર્યો કોટડી માંય (૩)
કામ ચાલ્યું કચેરીમા તારું તારી માના ભાવી તે ઠામ,

હુકમ પરેણું કહ્યું ઝીને સરવેનાં કઈ નામ. (૪)
ત્યા આગળ તે તારી માતને કીધું ઉલટું તેનું વેર,

હું હતો નહિ પેર તુજને પજાવી કરશું તેની પેર (૫)
કેદમાં રહી બેટા શું કરવાનો એવુ કહ્યું તે વેળ,
સમજાવી તેં તારી માતને કીધુ આવીશ કાલે ઘેર (૬)
માતા મારી તારૂં દુધ પીધુ છે આવીશ કાલે ઘેર,
મારો હાથ બતાવીશ કાલે જરૂર લઇને વેર (૭)
માતા તારી પછી ઘેર ગઇ તમે પુર્યો કોટડી માય,
પેરાવાળાને સુચન કરવા બોલ્યો તો તું ત્યાંય (૮)
કાલનો પેરો તારો હોય તો સાચવજે મને ભાઇ,
મલવા માતને ઘેર જઇશું અહિં રહેવાનો નહિ. (૯)
પોલીસ તારી મશ્કરી સમજી બેલા નહિ લગાર,
બીજે દિવસ બાબર ઘેર જવાને થઇ રહ્યો તું ત્યાર (૧૦)
બે કેદીઓને તેં નાસી જવાનો પ્રથમ બતાવ્યો ઉપાય,
આકળાઇ રૂપલા કેદીઓ બંને નાસવા મનમા ચ્હાય (૧૧
બહાર કાઢયા જોવા બે પેરા નાઠા મુંકે પડયા પોલીસ,
એવે તું ને તારો ભાઇ એમ નાઠા જોઇ અને ચો દિશ. (૧૨)
થોડેક આઘે નાશી અને તે બાઠા લીધા કરમાંય,

પકડવા તારી પુંઠે પડેલાને હોકવા લાગ્યો ત્યાય (૧૩)
એટલે સહુ ગભરાઇ ગયા તમે ચાલ્યા મોડામોડ,
કોઇ લવારને જઇ કહ્યું ભાઇ હમારી બેડીઓ તોડ (૧૪)
બેડીઓ તારી તોડી લુવારે તું ગયો ગોરેલ ગામ,
પ્રથમ તારી માને મલી તુ ગયો મુખીને ઠામ (૧૫)
મુખી ઘેર મલ્યો નહિ તરત તુ ગયો ખેતરે માંય,
મુખીને તે જોઇ ખેતરમા બોલાવ્યા તરત ત્યાય. (૧૬)
જેલમાથી તને આવ્યો જાણી જીવ મુખીનો ચડીયો ચાક,
બહુ રીસ આણી બાબર તેં તો કાપ્યું મુખીનું નાક (૧૭)
નાક કટો મુખીને તું કરીને ચાલ્યો ત્યાથી નરકોળ,
બાબરે મારૂ નાક કાપ્યુ એમ મુખી પાડે પોકાર (૧૮)
ત્યારથી રાતનું રાજ તું ચલાવે બહારવટીયો ગણાઉ,
પૈસાદાર પાસે રૂપીઆ લઇ તુ પેડા ને બગ્ગી ખાઉ (૧૯)
તારી પુઠે પકડવા પડે તો કેઇનો ચાલે ન દાવ,
પૈસાદારની પાસે જઇ તું કહેતો કે રૂપીઆ લાવ (૨૦)
ભોગજોગે તને પૈસા ના આપે તો આવ્યો તેનો કાળ,

હાથ બાંધુ અરે એમ કરીને લઉ પૈસા તે વાર (૨૧)
તારા આવા ત્રાસને લીધે થરથર કંપે લોક,
કળી ગતે તે ધાડો પડી પડાવરાવી પોક (૨૨)
તારા નામ થી ત બદમાસોની ટોળીયો જાંમતી જાય,
પણ ઝડપો જલ્દી પકડાઇ જઇને જેલમા ગોથા ખાય, (૨૩)
તારી પુઠે કોઇ પડતો તેને તું ઓળખી રાખતો વીર,
કોઇ ઉપાએ હાથ ન આવું નાસું રાખીને ધીર (૨૪)
પુઠે પડે તેનો બદલો લેવા ગોતતો તેના ઘર,
દેવયોગે તારા હાથ લાગે તો મારતો કરીને બળ. (૨૫)
બહારવટીયો તારૂં નામ પડી ગયું કીધા તેં લુંટના કાજ,
જંગલનો સીહ થઇને ફરતો કરતો રાતનુ રાજ (૨૬)
થોડે થોડે તારા માણસોની તેં ટોળી જમાવી એક,
આગેવાનમા દાબડો રાખ્યો તે રાખે દેખરેખ (૨૭)
શબ્દ વેગી બંદુક તે માની પાસા પાડે પોબાર,
ચાહી તને બતલાવા કરે તો તુ પહોંચાડુ ભવની પાર (૨૮)
કાકા ને તારી બેનને માર્યાં દયા આણી ના લેશ,

ચોરીને એક બંદુક માની પલટાવીયો તેં વેશ (૨૯)

આવો ત્રાસ દેખીને તારો બીવા નાના બાળ,
માની સોડમા સંતાતા એ તુજને જાંણી કાળ. (૩૦)

બ્રાહ્મણ સ્ત્રી બાળક ઉપર તું કદી ન કરતો ઘાવ,
કોઇ અજાણે એવુ કરે તો તુ ઝાઝો દીલગીર થાઉ (૩૧)

લોક વાયકા પરમાણે વીરા તુ દયાળુ દેખાય,
પુણ્યના કામમા પૈસા વાપરે એવી વાતો થાય (૩૨)

ગૌરેલમા તારા દુશ્મનનો તે પ્રથમ કીધો નાશ,
સતાવી તારી માતાને તેની કાઢી નાખી તેં કાસ (૩૩)

રાજ ચલાવું વનનું તું તો દાભલો તારો દિવાન,
પટાવતો ઘણા તારી સેનામા વેરીના લેતા પ્રાણ (૩૪)

દાભલો ને તું દઇવત રાખી લુંટો કરવા જાવ,
ત્યાર પહેલા ભોગ આપવા વાસ્તે માતાના મંદિર જાવ ૩૫)

પાડા બકરાનો ભોગ આપીને પછીથી કરતા લુંટ,
પૈસા લુંટો તમે ડર્યા વિના જાણે આપી તમોને છુટ (૩૬)

તારી પાસે બંદુક કેરૂં હતુ મોટુ હથીઆર,
બળ કર્યા વીણ તેને લીધે તું લોકને મારે માર (૩૭)

કોઇ વખત તું પકડી મંગાવતો પૈસાદારનો પુત્ર,
કબજે રાખી તું તો તેને ઘેરથી પૈસા મંગાવતો તુર્ત (૩૮)
પાચશે ને હજાર વિના તું કરૂં ના લાંબા હાથ,
ફેર ફેરો જાણે ખાવો પડે નહિ ભરતો લાંબી બાથ (૩૯)
એવી રીતે તુ આઠ વરસથી ચલવું રાતનું રાજ,
પણ ઘાટગે સાહેબે આજ વીરા જો ઉતાર્યો તારો ઘાટ (૪૦)

જલાલપુરમા તું ઝાઝુ રહેતો ટકતો બહુ તે ઠામ,
છોટાલાલને ત્યા તારે જવાનુ રૂપીયા લેવાનુ કામ (૪૧)
એ વાત જાણી ઘાટગે સાહેબે જવા જલાલપુર ગામ,
સાથે અમલદારો ચુટી કાઢી લીધા એમણે ત્યાય (૪૨)

પ્રથમ છોટાલાલને ત્યા આવ્યા કોઇ ના જાણે વાત,
ઘરમા એમણે ગોઠવણ કીધી તુરત જહા થઇ રાત (૪૩)
તન તણી પરવા ના રાખી એક પોલીસે ત્યાય,
છોટાલાલના કપડા પહેરી સુતો હીંચકા માય (૪૪)

થોડા માણસ રહ્યા બારણા ઓથે થોડા ખુણા માય,
બીજી રીતે વળી ગોઠવી રાખ્યા જોડેના ઘરમાય (૪૫
નવલડે ફોજદાર રેલ્વેના તે તો રહ્યા છે બ્હાર,
માણુસો તેમની સાથમા રાખ્યાં વાત પડી નહી જાહર (૪૬)

એવી પેરવી કરી રાખેલી થયો બારેકનો સુમાર,
પેંડ બન્ધીને ગેટલા ખખ્તુ આવ્યો છોટાને દ્વાર ૪૭)
તારી સાથેના માણસોને તે ઉભા ગખ્યા દુર,
જાગતો હશે છોટાલાલ એવુ જાણ્યું તેં જરૂર (૪૮)
જઇને કહ્યુ તેં બાબર આવ્યા બારણુ ઝટ ઉઘાડ,
એટલે બનાવટી છોટાલાલ તો ઉભો થયો ઘરમાંય (૪૯)
અલી સાભળે છે કે બાબર આવ્યા બારણું જઇને ઉઘાડ,
સાવધ થઇને ઝાખો દીવો પ્રગટયો ઘરની માંય (૫૦)
બારણુ ઉગડતાની સાથે તુ તો પેઠો ઘરની માય
એટલે સઘળા અમલદારોએ તને પકડયો પુઠેથી ત્યાંય (૫૧
તરતજ તેં ત્યા બુમ મારીકે દગો થયો ઘરમાંય,
બહારનાએ એ બુમ સુણી કે નાઠા સઘળા ત્યાયં (૫૨)
પહેલવાન તુ હતો પુરો તેથી હિમત હારીના દીધ
તારા કેડમાનો છરો કાઢવાનુ વીરા તે મન કીધ (૫૪)
ઘણા અમલદાર તેથી તારો ફાવ્યો નહિ કંઇ લાગ,
ઘડ મથલ તેં ઝાઝી કરી પણ કંઇએ ના ફાવ્યો રાગ (૫૫)
ઘાટગે સાહેબની કળા આગળ કહે તુ તો કઇ જાય,
તરતજ તુજને બાધી લીધો બહારનાનું શું થાય (૫૬)
પછીથી બંદુક મારવાની વંદા લાવ્યો મનમા સરત,
પણ પેલા પોલીસે નીચી નમાવી તાણી લીધી તરત ૫૩)

મી ... વલડે બે બદમાસને તરતજ ઘાયલ કીધ,
પણ અચાનક એક ગોળી લાગ્યાથી સ્વર્ગનો રસ્તો લીધ (૫૭)
ત્યાર પછી તને જલાલપુરથી લીધો વડોદરા માય,
રાવપુરાની ગેટમા રાખ્યો જોવા આવે લોક ત્યાય (૫૮)
પકડાયલો તોય ગેટમા રહી તુ બળ દાખવે અધિક,
આપો જલદી મી નાસેસ નહિતો એવી બતાવે બીક (૫૯
ન શકી જઉ તેથી ભારે વજનની બેડી પહેરાવી તાય,
પણ ફોટા તરા વીરા પસરી ગયા જો આ બા જગની માય (૬૦)
કોઇ કવી તારૂ ચરિત્ર લખવા મનમા કરે વિચાર,
કોઇએ લખ્યા કોઇએ પ્રેરણા કીધી મે તો લખ્યુ આ વાર (૬૧)
વાચીને લખનારનો વીરા વાક ના કાઢશો કોઇ,
સુણેલું તે સર્વે લખ્યુ છે ના કરશો બદબોઇ (૬૨)
બાબર જેવુ જે કરશે તે ભચકાશે ભવમાય,
રવડી રખડી કમોતે મરશે લેશ ના સુખી હોય (૬
કહે રણછોડ શિખામણ મારી માનજો એક જરૂર,
ખોટા કામથી સમજીને હે ભાઇઓ રહેજો દુર (૬૪)

( દોહરો )

બાબરનું વર્ણન કર્યું સુણી કર્ણે જે વાત
જાતે મેં જોયુ નથી ખોડ ન દેશો ભ્રાત

( સમાપ્ત )

૧૨૫૮૯

સોરઠા

# હમીદો અરડીયો.

ઓછુ અદકુ પાત્ર, વાળદી વીવેક બહુ,
આ દુનીયામા માત્ર, એક હમીદો અરડીયો

હલકાઇ ને છલકાઇ, વાતો ભરી હાક
આ દુનીયામા ભાઈ, એક હમીદો અરડીયો

શાહનો બનીયો શેઠ, દુખ બધુ ભુલી જઇ
ભરે ભુંડ થઇ પેટ, એક હમીદો અરડીયો

ફાગભાગમા આજ, વ્યડળનો ચાળો ફરી
નીકળ્યો ઘરની બાહર, એક હમીદો અરડીયો

હમીદો અરડીયો એ નામની બુક થોડા દિવસમા બહાર પડશે એમા હમીદાની હલકાઇની વાતો તેના ઉપર પડેલી આફતો, દુખથી સુખ વીગેરેનુ આબેહુબ વર્ણન કરેલુ છે કિંમત ૦—૨—૦

મળવાનું ઠેકાણું

## ડાહ્યાભાઈ સોમાભાઇ પટેલ.

મુ વટાવ

ના વીસરીએ હૃદયથી રૂડુ રામ નામરે (૨)

હરતા જઈએ ફરતા જઈએ કરીએ વરનુ કામ,
જીભલડી તને હરીગુણ ગાતા શું બેસે છે દામ (૧)

પગ આપ્યા છે તીર્થ કરવા હાથને કરવા દાન,
આંખો આપી પ્રભુ નીરખવા કીર્તન સુણવા કાન (૨)

હુ તને વારૂ જીભલડી ના વદીશ કંઇ આડુ,
મુનસ્યાદે મલવી છે દુર્લભ મોટુ મલીયુ ટાણુ (૩)

હરનીશ તુ સ્વાદ ચાખને રામ નામ છે લાડુ,
ખોજ કરીને ખોળી લે તુ રામ નામનું નાણુ (૪)

કહે રણછોડ તુ મુકી દેને આ કરવું તે કરવુ,
સંતો જેવા મત બનીને તૃષ્ણા છોડી ફરવુ (૫)

સદગુરૂ નારણરામ મહારાજના શિષ્ય રણછોડના

ભજન સંગ્રહમાંથી

---